# ઇસુનો માર્ગ





હિમ્મત ર. આનો.

# THE JESUS' WAY

BY THE

REV. R. A. HUME, M. A., D. D.

---

# ઇસુનો માર્ગ

કર્તા:

રેવ. આર. એ. હ્યૂમ, એમ. એ., ડી. ડી.

ભાષાંતરકર્તા:

મણીલાલ સી. પારેખ, બી. એ.

---

સુરત:

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ એચ. આર. સ્કોટે
આઈ. પી. મિશન પ્રેસમાં છાપી પ્રસિદ્ધ કર્યું

---

૧૯૨૪

# ઈસુનો માર્ગ



ક્રિશ્ચિઆનીટી અને ખ્રિસ્તી-ધર્મ એ શબ્દો આજે બહુ સાધારણ થઈ પડયા છે. પણ નવા કરારમાં આ બેમાંનો એકેય શબ્દ મળતો નથી. એ પુસ્તકમાં આ શબ્દોને બદલે "ઈસુનો માર્ગ" એ શબ્દો વારંવાર જોવામાં આવે છે, અને અત્યારે આપણે ઉપરોક્ત શબ્દોનો જે અર્થ કરીએ છીએ તે "માર્ગ" શબ્દમાં રહેલો લાગે છે. નવા કરારમાં જે પુસ્તક "પ્રેરિતોનાં કૃત્યો"ના નામથી ઓળખાય છે તેમાં પાંચ એવાં વાકય છે કે જેમાં ઇસુની સહાયતા લેનાર લોકોને "માર્ગ"ના અર્થાત્ "પંથ"ના લોક કહેવામાં આવ્યા છે. (જુઓ કૃત્યો ૯; ૨: ૧૯; ૯, ૨૩: ૨૨; ૪: ૨૪; ૧૪.)

માણસજાતને પોતાની જીંદગી ગાળવા માટે બે માર્ગ છે. આમાંનો એક ઇસુનો માર્ગ છે. આ નાનકડા પુસ્તકમાં ઇસુએ દર્શાવેલા જીવનના માર્ગ વિષે અને એ માર્ગને આપણુ સહુ ભાઇ અને બ્હેનો માટે શો અર્થ છે તે વિષે ટુંકામાં કહેવામાં આવ્યું છે. ઈસુએ દર્શાવેલો જીવનનો માર્ગ એજ છે કે જેમાં તે પોતે ચાલ્યો હતો, જેમાં ચાલવા માટે તે સહુને આમંત્રણ આપે છે, અને જેમાં ચાલવા માટે તે પોતાની સહાયતા આપવા તૈયાર છે. જીવનનો કોઈ પણ માર્ગ અથવા ધંધો જેવો કે સુતારનો, કે કડીઆનો, કે ડાકટરનો, કે માસ્તરનો, અમુક નિયમને આધારેજ લઇ શકાય છે. અને આ નિયમ અનુભવથી પ્રાપ્ત થએલો હોય છે અને તે લોકને શીખવી શકાય છે. એજ પ્રમાણે ઈસુનો જીવનનો માર્ગ એ જીવનના અમુક નિયમોને આધીન રહેલો છે. આ નિયમ ઇસુએ પોતાના જીવનમાં દર્શાવ્યા હતા અને તેણે ઉત્સાહપૂર્વક શીખવ્યા પણ હતા. જેમ કોઇ નાવિક દરિયા

ઉપર પોતાનું વહાણુ અમુક નિયમોને આધારેજ ચલાવી શકે છે, તેજ પ્રમાણે આ ભવસાગર તરવાને માટે આ નિયમો આપણુને માટે પૂરતા છે. ઇસુના માર્ગનો એક નિયમ છે કે તેમાં પ્રથમ જ્ઞાન નહિ પણ કાર્ય છે, અને આ બીજા ઘણા ધર્મના માર્ગથી ઉલટું છે. તેણે કહ્યું છે કે જે કરશે તે જ્ઞાન પામશે. જે કોઇ પોતાના જીવનમાં આ સૂત્રને અનુસરી ચાલે છે તેને માટે જીવનનો ભાર ઘણો ઓછો થઈ જાય છે. જે લોકો આ ભાવથી ઇસુનો માર્ગ સ્વીકારે છે તેમનું જીવન સરળ થઇ જાય છે.

મનુષ્યજીવનની ઘણી વાતોની માફક ઇસુનો માર્ગ એ અનુભવગમ્ય છે. જે બધું અનુભવથી સિદ્ધ થાય છે તેની એક વિશિષ્ટતા છે અને તે એ છે કે તેમાં પ્રયોગ પછીજ પ્રમાણુ પ્રાપ્ત થાય છે. જીવનની બધી વ્યવહારિક વાતો જેવી કે ઔદ્યોગિક, માનસિક, આત્મિક વગેરેમાં પ્રથમ અનુભવ આવે છે અને એથીજ પ્રમાણુ મળે છે. હવે જે પ્રમાણુ યોગ્ય અનુભવથી પ્રાપ્ત થએલું છે તે જેને એ જાતનો અનુભવ થયેલો હોય તે સ્વીકાર્યાં વગર રહી શકતું નથી. આ કારણુથી જેમ બીજી વાતોમાં આપણે કરીએ છીએ તેમ જે કોઇને ઇસુના માર્ગનો અનુભવ પ્રાપ્ત કરવો હોય તેણે જે કોઇ માણુસને આ જાતનો અનુભવ પ્રાપ્ત થયો હોય તેણે આપેલી સાક્ષી ઉપર ભરોસો રાખી પ્રયોગ કરવો જોઇએ. તેણે શરૂઆત આવા વિશ્વાસથીજ કરવી જોઇએ. તેને માટે આ માર્ગમાં વિશ્વાસની પ્રથમ જરૂર છે. આમાં કાંઇ લોકો પાસે વધારે માગણી કરવામાં આવતી નથી. આધુનિક વિજ્ઞાન પણુ કાર્ય કરવાની પ્રયોગસિદ્ધ પદ્ધતિ સ્વીકારે છે; અર્થાત્ તેમાં લોકો પ્રથમ અમુક વિધિ પ્રમાણે કાર્ય કરે છે અને એવું પરિણુામ જોઇ એ વિધિ કે પદ્ધતિ યોગ્ય કે અયોગ્ય છે તેનો નિશ્ચય કરે છે.

ઇસુનો માર્ગ એ જીવનનો અને અનુભવનો માર્ગ છે. જેમણે આ માર્ગ પસંદ કીધો છે તેઓ કહે છે કે તેથી તેમના ચારિત્ર્યમાં ઘણો સુધારો થયો છે અને તેમના મનમાં તેમને ઘણી શાંતિ પ્રાપ્ત થઇ છે. મ્હોટા દુ:ખની વાત તો એજ છે કે જે લોકો પોતે

ખ્રીસ્તી તરીકે ઓળખાય છે અને પોતે એમ માને છે કે તેઓ ખ્રીસ્તના ખરા શિષ્ય છે તેમનામાંના ઘણા જેમ જોઇએ તેમ ઇસુના માર્ગને અનુસરતા નથી. આટલા માટેજ ઘણા લોકો જે જન્મથી ખ્રીસ્તી નથી અથવા પોતાને ખ્રીસ્તી તરીકે ઓળખાવતા નથી તેઓ સ્વાભાવિક રીતે ઇસુના માર્ગને પારખી જોવાની પણ પરવા કરતા નથી. જેઓ માત્ર નામના ખ્રીસ્તીઓ છે તેઓ ખ્રીસ્તના માર્ગમાં ચાલતા નથી, એથી સ્વાભાવિક રીતે જેઓ ખ્રીસ્તી નથી તેમને પણ એ માર્ગમાં ચાલવાની ઇચ્છા થતી નથી.

ઇસુએ પોતે દર્શાવેલો માર્ગ પોતાના જીવનમાં સિદ્ધ કરી આપ્યો હતો. જો તેણે એ જીવનના નિયમો પ્રમાણે પોતાનું જીવન ગાળ્યું ન હોત તો તે એ નિયમો જગતને શિખવી શક્યો હોત નહિ. ઇસુના માર્ગને ખાનપાન, કે પહેરવેશ, કે અમુક પ્રકારની રીતભાત કે ઇસુએ પોતે પોતાના દિવસો કેવી રીતે ગાળ્યા તેની સાથે કશો પણ સંબંધ નથી. તેણે દર્શાવેલા અમુક નિયમો તેની સહાયતાથી પાળવામાં એ માર્ગ રહેલો છે.

નવા કરારની પહેલી ત્રણ સુવાર્તાઓ—માથ્થી, માર્ક અને લુકની સુવાર્તાઓ—માં ઇસુનો જે ઉપદેશ આપેલો છે તેમાં સુમારે બસેંક આજ્ઞાઓ આપેલી છે. ખ્રિસ્તી ધર્મનો અથવા ઇસુના માર્ગનો સાર માત્ર આટલોજ છે. આ બધું અથથી ઇતિ સુધી ઘડી બે ઘડીમાં વાંચી શકાય, પણ તેમાંનો સાર જાણી તેની કદર કરવાને માટે આપણી આખી જીંદગી જોઈએ. આ આજ્ઞાઓ ઇસુના જીવનનો ચિતાર આપે છે. એટલા માટે તેઓ તેના માર્ગના સિદ્ધાંતો દેખાડી આપે છે. આ બસેં આજ્ઞાઓમાંથી આપણે એ માર્ગના નિયમો શોધી કાઢવા જોઇએ, અને તેમને શોધી કાઢવાનો પ્રયત્ન આ નાની પોથીમાં કરવામાં આવ્યો છે.

## ઇસુના માર્ગનું પહેલું તત્ત્વ એ છે કે પરમેશ્વર આપણો પિતા છે.

જીવનના ફક્ત બેજ માર્ગ છે; એમાંનો એક તો પોતાને ખુશી રાખવાનો માર્ગ છે, અને બીજો તો આપણો પિતા જે પરમેશ્વર

છે તેને ખુશી રાખવાનો માર્ગ છે. માણુસ પોતાને મનગમતું કરે છે, પોતાની ઇચ્છા, વાસના વગેરેને તૃપ્ત કરવા પ્રયત્ન કરે છે, અથવા પોતાની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા પ્રયાસ કરે છે, અને તેમ કરવામાં બીજાને લાભ કે ગેરલાભ થાય છે તેની કશી પરવા કરતો નથી. પશુઓ પોતાનું જીવન આ પ્રમાણે ગાળે છે, અને માણુસજાતનો મ્હોટો ભાગ પણ એમજ કરે છે. પણ એટલું તો ખરૂં છે કે જે કોઇ આ પ્રમાણે પોતાનું જીવન ગાળે છે તે પોતાને કે બીજા માણુસોને કે પરમેશ્વર પિતાને બરાબર ઓળખી શકતો નથી. તેથી તે બીજા માણુસોને પોતાના ભાઇ ગણી શકતો નથી, અને પરમેશ્વરને પોતાના તેમ પોતાના માનવ-બંધુઓના બાપ તરીકે જાણી શકતો નથી.

હવે ઇસુએ આવાં માણુસો આગળ ઇશ્વરના અસ્તિત્વ વિષે અથવા ઇશ્વર એ પ્રત્યેક મનુષ્યના અનંત જ્ઞાન અને પ્રેમથી ભરપૂર પિતા છે એ વાતના પ્રમાણ આપવામાં પોતાનો કાળ વ્યર્થ ગુમાવ્યો ન હતો. તેણે તો ચોખેચોખું કહ્યું છે કે "પુત્ર અને જે કોઇને તે પ્રગટ કરે છે તે સિવાય બીજું કોઇ પિતાને જાણતું નથી." આનો અર્થ એ છે કે પરમ પિતા પરમેશ્વરને તેના પ્રત્યેની પિતૃભકિતથીજ આપણે જાણી શકીએ છીએ.

હવે પિતૃભકિત એટલે શું? દિવ્ય પિતાનો અદ્વિતીય પુત્ર ઇસુ તેને કેવી રીતે પ્રગટ કરી શકે છે? જે કોઇ ઇસુના માર્ગમાં ચાલવા પ્રયત્ન કરે છે તે અન્ય સ્ત્રીપુરૂષોને પોતાનો સ્વાર્થ સાધવાના સાધન તરીકે ગણવાને બદલે પોતાના જેવાંજ સુખદુઃખ ભોગવનાર અને ઇચ્છા અને આશા રાખનાર ભાઇબ્હેન ગણે છે. એટલા માટે તે તેમનું હિત સાધવા પ્રયત્ન કરે છે, તેમના લાભમાં આનંદ પામે છે, અને તેમના ગેરલાભથી દુઃખી થાય છે. આનું નામ તે પ્રેમ; આ ન્યાય છે; આ ઉચ્ચ જીવન છે.

પણ આ જાતનો આપણા માનવબંધુઓ સાથેનો પ્રેમ-ભાવ તે ઇશ્વર આપણો તેમજ તેમનો પણ પિતા છે એવા જ્ઞાનથી ઉદ્‌ભવે છે. પરમેશ્વર સંબંધી આ જાતના જ્ઞાનથી ઇસુને

એ ભાન થયું હતું કે તે પોતે ઇશ્વર પિતાનું મનુષ્ય આગળ કરવામાં આવેલું પ્રકટીકરણ છે. પિતાને પ્રગટ કરવા પ્રેમમય જીવનના ખરા અનુભવ સિવાય બીજું કોઇ પણ પ્રમાણ નથી. માણસો ઇશ્વર સંબંધી ઘણા શબ્દો વાપરે છે, પણ એ તો માત્ર શબ્દોજ છે. પણ ઇશ્વર પ્રત્યેની આપણી પિતૃભક્તિથી આપણને તેનું જ્ઞાન થાય છે. ઇસુને આવો અનુભવ હતો, જેથી તેણે દર્શાવેલા જીવનના માર્ગનો પ્રથમ સિદ્ધાંત અથવા નિયમ એ છે કે ઇશ્વર સર્વ મનુષ્યોના પિતા છે એ વાતનું જ્ઞાન છે.

ઇસુની દૃષ્ટિ સાચાજુઠાનો ભેદ જાણે એવી હતી. તે ભલું તેમ ભુંડું બન્ને બરાબર જોઇ શકતો હતો. તે બરાબર જાણતો હતો કે ક્ષેત્રમાં ઘઉંની સાથે નકામાં છોડ પણ ઉગે છે પૃથ્વીરૂપી ક્ષેત્રમાં જેમ સારાં તેમ દુષ્ટ માણસો પણ છે; પણ તેના પવિત્ર હૃદયમાં તેમના પ્રત્યે દ્વેષનો અંશ પણ નહિ હોવાથી તે સ્પષ્ટ રીતે માનતો હતો કે દુનિયામાં દુઃખ અને ભુંડાઇ રહેલાં છે, તેથી પરમ પિતાના હૃદયમાં માણસ પ્રત્યે કંઇ પણ દ્વેષ છે એમ સમજવાનું કારણ નથી, અને ઇશ્વિર આવું જાણી જોઇને થવા દે છે એનું કારણ માત્ર એજ કે મનુષ્યો જડવત્ અથવા પશુવત્ થાય એ સારૂં નહિ પણ તેઓ ઇચ્છા સ્વાતંત્ર્ય ધરાવનાર વ્યક્તિઓ થાય એમ જોવા તે ઇચ્છે છે. સર્વ પ્રકારની અપૂર્ણતા અને દુષ્ટાઇમાં ઇસુ એક વિરોધી તત્ત્વનું કાર્ય જોતો હતો, અને તેના સંબંધમાં તેણે એમ કહ્યું પણ હતું કે “ આ તો દુસ્મનનું કાર્ય છે.” અને તેનું પોતાનું કાર્ય તો આ દુસ્મનને હરાવીને અહિંથી ખસેડવાનું હતું. મનુષ્યના પાપથી દુનિયા પર દુઃખનો જે મ્હોટો ભાર આવી પડયો છે તેનો આનંદથી સ્વીકાર કરીને ઇસુએ પોતામાં રહેલો આત્મભોગનો સર્વોત્તમ ગુણ કે જે પરમ પિતા પરમેશ્વરના સ્વરૂપમાં પણ ઉંચામાં ઉંચો અને મૃદુમાં મૃદુ ગુણ છે, તે પ્રગટ કર્યો છે, અને પોતાના અનુસરનારને આપ્યો છે. એ રીતેજ તેના પોતાના જીવનમાં અને તેના ખરા અનુયાયીઓ જીવનમાં પિતાના હૃદયનું યથાર્થ અને સંપૂર્ણ પ્રકટીકરણ થએલું છે.

## પુત્ર તે ઇસુનો મૂર્તિમંત માર્ગ છે.

ઇશ્વર એ પિતા છે એ વાતનું પોતાને પૂરેપૂરું જ્ઞાન થએલું હોવાથી, તેનું મુખ્ય કાર્ય એ પિતાને બીજાઓની આગળ પ્રગટ કરી તેમને પોતાના જીવનના માર્ગમાં લાવવાનું હતું, જેથી એ માર્ગમાં ચાલીને તેનાં બંધુભગિનીઓ પિતાનું જ્ઞાન પ્રાપ્ત કરે. પણ તેના કાર્યની શરૂઆતમાંજ યહુદીઓએ પોતાના દેશને પરાધીનતામાંથી મુક્ત કરનાર મસીહ આવનાર છે એવી જે આશા બાંધી હતી તે તેના માર્ગમાં અંતરાયરૂપે આવી ઉભી હતી. આ સ્થિતિમાં ઇસુએ પોતાના પુત્રપણાના ભાનથી જાણ્યું હતું કે ઇશ્વરે તેને યહુદીઓને તેમનું રાજ્ય પાછું અપાવવા તેમજ તેમનું સામ્રાજ્ય જગતમાં સ્થાપવા માટે તો નહિ પણ ગરીબને દિલાસો દેવા, આંધળાઓને દેખતા કરવા, દુ:ખીને સાંત્વન આપવા અને પૃથ્વી પર આકાશનું રાજ્ય સ્થાપવા મોકલ્યો હતો. એમ છતાં યહુદીઓની મસીહના સંબંધમાં જે સામાન્ય માન્યતા હતી તેને લીધે પોતાનો માર્ગ ફેલાવવામાં ઇસુ આગળ એક ઘણું મ્હોટું પ્રલોભન આવી ઉભું હતું અને તે દૂર કરવા માટે તેને ઘણી મુશ્કેલી નડી હતી.

ઇસુએ પોતાના ખાસ બાર શિષ્યો તૈયાર કર્યા હતા અને તેણે તેઓને છેક ગરીબ વર્ગમાંથી પસંદ કર્યા હતા. તેણે પોતે પ્રેમમય સેવાનું જીવન ગુજારી ઇશ્વરના પ્રેમનું અને જે માર્ગમાં તેના પુત્રોએ ચાલવું જોઇએ તેનું પ્રકટીકરણ કર્યું હતું.

ઇસુએ પોતા વિષે બહુ કહ્યું નથી. પોતાને માટે તે "મનુષ્યનો પુત્ર" એ સંજ્ઞાનો ઉપયોગ વારંવાર કરતો. આ નામથી અને પોતાના જીવનથી તેણે ઇશ્વરના સ્વરૂપને માનવી જીવનનું રૂપ આપ્યું છે; એટલે પુત્રમાં પિતા પ્રકટ થએલ છે.

ઇસુનો માર્ગ એ છેક જુનો ન હતો તેમ છેક નવો પણ ન હતો. જે બધું મનુષ્યજાતિના નૈતિક અનુભવે રીતરિવાજ કે વિધિનિષેધના નિયમરૂપે જગત આગળ મુકયું છે તેમાં જે કાંઇ શાશ્વત છે તે તેણે પૂર્ણાંશે ભક્તિ સહિત માન્ય રાખ્યું છે. જ્યાં જ્યાં મનુષ્ય

ધર્મને માર્ગે અનુસરે છે ત્યાં ત્યાં તે ઇસુના માર્ગની નજદિક આવે છે. પણ ઇસુના માર્ગનું મુખ્ય લક્ષણ એ છે કે તેમાં જે બધાં સદગુણ, કર્તવ્ય, નિયમ, સંસ્થાઓ વગેરે માનવી અનુભવે સ્વીકાર્યાં છે અને ધર્મ ગણી માન્ય રાખ્યાં છે તેનો પૂર્ણાંશે સમાવેશ થઇ જાય છે. આ કારણથી તેના માર્ગની પૂર્ણતાની સાક્ષી મનુષ્યજાતિનો અને ઇસુનો પોતાનો અનુભવ મળી બનેલી છે. જેમને તેના માર્ગનો અનુભવ થયો છે તેઓ કબૂલ કરે છે કે તેમાં સત્ય ધર્મ પ્રાપ્ત કરવા જે જે પ્રયાસ પૃથ્વી પર થાય છે તે સર્વનું તેમાં એકીકરણ થયું છે. ઇસુના માર્ગના મુખ્ય સિદ્ધાંતોની મર્યાદા અનંત અને સાર્વત્રિક છે. તે માર્ગની પૂર્ણતા એ વાતમાં રહેલી છે કે તેમાં ઇશ્વર પિતા પર અને તે પિતાના પ્રત્યેક બાળક પર પ્રેમ રાખવામાં સર્વ ધર્મનો સમાવેશ થાય છે. પરિણામે ઇસુના શિષ્યત્વનો ખરો સ્વીકાર એ તેના માર્ગનું આજ્ઞાપાલન અને વિશ્વાસુ અનુસરણ છે. જે કોઇ આ પ્રમાણે તેના માર્ગમાં ભક્તિભાવથી ચાલે છે અને તેના પિતાની ઇચ્છા પ્રેમપૂર્વક પાળે છે તે તેથી તેનો ભાઇ કે તેની બ્હેન કે તેની માતા થાય છે.

ઇશ્વરના રાજ્યની વૃદ્ધિ એ આ માર્ગનું તત્ત્વ છે.

સહુ માણસો પિતાનું સ્વરૂપ પુત્રમાં મૂર્તિમંત થએલું જુએ એ ઇસુ જે કાર્ય કરવા આવ્યો હતો તેની માત્ર શરૂઆત હતી. આથી ઘણું વિશેષ તેણે એ માર્ગને અસંખ્ય પુરૂષો અને સ્ત્રીઓના જીવનનો માર્ગ એટલે એ તેમના વ્યક્તિગત અને સામાજીક જીવનનો આધાર રહે એવો કરવા પ્રયત્ન કર્યો હતો. આ વધારે મોટો ઉદ્દેશ સાધવામાં ઇસુએ ધર્મોપદેશના ક્ષેત્રમાં મોટામાં મોટું કાર્ય કર્યું છે, અને પોતાના ધર્મકાર્યનાં બંધારણ, યોજના અને વ્યવસ્થામાં પૃથ્વી ઉપર સહુથી વધારે સિદ્ધિ પ્રાપ્ત કરી છે. ઇસુનો માર્ગ વ્યક્તિગત અને સામાજિક એ બંને જાતનાં જીવનનું આદર્શરૂપ છે. પિતાના પ્રત્યેક માનવી પુત્રના અનુભવ તરીકે તે વ્યક્તિગત છે, અને જે બધા એ માર્ગ અનુસરે છે તેમના સમૂહ પરત્વે તે સામાજીક છે. આ બધા લોકનું એક મંડળ બનેલું છે જે

પિતાને, પુત્રને અને પરસ્પર એકજ આત્માથી બંધાએલું છે, અને આ આત્મા તેમનામાં જે માર્ગ ઈસુએ દર્શાવ્યો અને શીખવ્યો છે તેમાં સાથે ચાલવાથી ઉત્પન્ન થાય છે. ઈસુના વિચાર પ્રમાણે પવિત્ર આત્મા એ પુત્રમાં પ્રથમ ઉત્પન્ન થએલાં અને જે બધાં પિતાની ઇચ્છા પ્રમાણે ચાલવામાં પુત્રને અનુસરે છે તેમને પ્રાપ્ત થએલ પિતાનાં જીવન અને ઇચ્છા છે. પરમેશ્વર પિતાએ પોતાનું પ્રકટીકરણ બાળકો પાસે કર્યું હતું એ માટે આત્મામાં આનંદ પામીને, ઈસુએ તેનો ઉપકાર માન્યો. જે બધા ઇશ્વરની પાસે ખરા ભાવથી માગે છે, શોધે છે અને આગ્રહપૂર્વક ઇચ્છે છે તેમને પિતા તરફથી આપવામાં આવતું સર્વોત્તમ દાન તે તો પવિત્ર આત્મા છે.

### વિશ્વાસ એ ઈસુનો માર્ગ સ્વીકારવાનું પ્રથમ કાર્ય છે.

માનવી જીવનની મુખ્ય પ્રવૃત્તિ એવી છે કે બીજાના માર્ગના સાધનનું પોતાના જીવનમાં અનુકરણ કરવું. ઇસુ જેને "વિશ્વાસ" કહે છે તે આજ છે. વિશ્વાસ એ કાંઇ મનમાંની ખાત્રી નથી. એ પ્રથમ જે કોઇમાં આપણને ભરોસો હોય તેમાં રહેલી ભલાઇની ખાત્રી છે, અને પછી એનું આપણા જીવનમાં અધિકાધિક અનુકરણ કરવાનો પ્રયત્ન છે. આત્મિક વિશ્વાસ એ જેને આપણે પૂજ્ય ગણતા હોઇએ તેનો અંગીકાર કરવાનું કાર્ય છે. વિશ્વાસનો ભાવ વિનયી, નમ્ર, શિક્ષણ ગ્રહણ કરવા તત્પર અને બાળકના જેવો છે; બીજામાં જે કાંઇ સારૂ હોય તેની સ્તુતિ કરવા અને પોતાના જીવનમાં તે ઉતારવા માટે પ્રયત્ન કરવા તે સર્વદા તૈયાર છે. જે બીજાને પૂજ્ય ગણે છે, અને તેનું અનુકરણ કરવા ઇચ્છે છે તે પોતાના ગુણ કે પોતાની શક્તિના સંબંધમાં નમ્ર હોય છે. ઇસુએ પોતાનો માર્ગ સમજવા માટે નમ્રતાને આવશ્યક ગણી છે તેનું કારણ પણ આજ છે. નમ્રતા વગર વિશ્વાસ, એટલે બીજાનું અનુકરણ કરવા અને તેનો ઉંચો અનુભવ પ્રાપ્ત કરવા તેમાં ભરોસો રાખવો એ, રાખી શકાય એવું નથી. અને બીજાનો ઉંચો અનુભવ પ્રાપ્ત કરવા માટે આવી જાતના વિશ્વાસજન્ય પ્રયત્ન સિવાય બીજાના જેવી આત્મિક ઉન્નતિ થવી અશક્ય છે.

વિશ્વાસનું અંતિમ ધ્યેય પિતા જેવા થવાનું છે, તોપણ ઇસુએ પિતાની પૂર્ણ ઇચ્છાને માનવી જીવનની મર્યાદામાં ઉતારી છે, આ કારણથી આપણે માટે અદૃશ્ય અને શાશ્વત ઈશ્વર સાથે અનંત ને અનિશ્ચિત સમાગમ પ્રાપ્ત કરવાના પ્રયત્ન કરતાં ઇસુના નિશ્ચિત અનુભવનો અંગીકાર કરવાનું કામ વધારે સહેલું છે. આ માટે ઇસુ એ પિતાનો અદ્વિતીય પુત્ર હોવાથી તેમાં વિશ્વાસ રાખવો એ શાશ્વત ઇશ્વરના જેવા થવાની અભિલાષા રાખવા બરાબર છે. એટલા માટેજ ઇસુએ કહ્યું હતું કે "જે મને સ્વીકારે છે તે જેણે મને મોકલ્યો છે તેને સ્વીકારે છે." વળી આ કારણથીજ કોઇ સારા પુરૂષ કે સ્ત્રીમાં જે ઉચ્ચ ગુણ હોય તેને માટે વિશ્વાસ રાખવો એ તેટલે અંશે ઇસુ અને તેના દિવ્ય પિતામાં વિશ્વાસ રાખવા બરાબર છે. વિશ્વાસ તે આ પ્રમાણે કોઇ માનવી સાધનથી શરૂઆત કરીને ધીમે ધીમે આગળ વધતાં ઇસુ આગળ પહોંચી તેનું જ્ઞાન પામે છે અને તે દ્વારે ખરી રીતે પિતાનું જ્ઞાન પામે છે.

આપણો પિતા આપણો નિકટમાં નિકટ અને વ્હાલામાં વ્હાલો મિત્ર છે, અને તેની પાસે એટલા બધા નજદિક જઇ શકીએ છીએ કે તેની સાથે વાત પણ કરી શકીએ છીએ. આવી રીતે વાત કરવી તેનું નામ પ્રાર્થના છે. પ્રાર્થના એ દિવ્ય પિતાના જેવા થવાની અભિલાષા છે. આટલા માટે ઇસુએ શિખવ્યા મુજબ પ્રાર્થનામાં પહેલી માગણી એ છે કે પિતાની પુરેપુરી ભલાઇ આપણામાં પવિત્ર મનાય અને તેની પવિત્ર કરનારી શક્તિનો અનુભવ આપણને થાય. વળી તેનાજ શિક્ષણાનુસાર પ્રાર્થનામાં બીજી માગણી એ છે કે જે બધા તેને ચાહે છે તેમની સંખ્યા દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી જાય, અને આકાશમાં જ્યાં તેના પ્રેમનુંજ સામ્રાજ્ય ચાલે છે ત્યાં જેમ તેની ઇચ્છા અહોનિશ પુરી થાય છે તેમ આ પૃથ્વી પર પણ થાય. ઇસુના કહેવા પ્રમાણે, પ્રાર્થના એ માર્ગદર્શન અને આધાર માટે પરમ પિતાનો હાથ ધરવાનું મનુષ્યરૂપી બાળકનું કાર્ય છે.

વળી ઇસુ આપણને પ્રાર્થનામાં બાહ્યાચાર અને કૃત્રિમતાથી સાવચેત રહેવાનું કહે છે, છતાં તે આત્મિક જીવનની વૃદ્ધિ માટે

પ્રાર્થનામાં દઢતા અને આગ્રહને પણ આવશ્યક ગણે છે. પ્રાર્થના એ મનુષ્યરૂપી બાળકનો ઇશ્વરરૂપ પિતાની સાથે જાગૃત સંબંધ કાયમ રાખે છે. દૈનિક આહાર અને પરીક્ષણ અને પ્રલોભનથી મુક્ત રહેવાની માગણી યોગ્ય છે, પણ પિતાની સાથે પૂર્ણ એકતા જે પ્રાર્થનાનું તત્ત્વ અને લક્ષ્ય છે તે તો ઇસુએ ગેથસેમાની વાડીમાં "મારી ઇચ્છા નહિ પણ તારી ઇચ્છા પૂરી થાઓ," એવી જે પ્રાર્થના કરી હતી તેના જેવીજ પરમ અભિલાષા રાખવાથી પ્રાપ્ત થાય છે. પ્રાર્થના એ કોઇ આપણી ઇચ્છા ઇશ્વરની ઇચ્છાથી જુદી હોય ત્યારે આપણી ઇચ્છા તેની પાસે પુરી કરાવવાની એક યુક્તિ નથી. પ્રાર્થના એ તો આપણામાં ને આપણદ્વારા તેની ઇચ્છા પૂર્ણ કરવાનું આવશ્યક સાધન છે. પ્રાર્થના એ મનુષ્યનો તેના કૃપાળુ અને પ્રેમાળ પિતા સાથે આત્મિક સંબંધ બાંધવાનું અને તેને ચાલુ રાખવાનું કાર્ય છે. શબ્દ વગરની પ્રાર્થના એ પણ તાર વગરના તારાયંત્ર માફકજ કામ કરે છે. પિતાની પ્રેમાળ ઇચ્છાની સાથે નિરંતર સંયુકત રહેવાથી શાંતિ અને શક્તિ પ્રાપ્ત થાય છે. જીવનનો ઇસુનો માર્ગ તે આ છે.

### પશ્ચાત્તાપ એ ઈસુના માર્ગનું પ્રવેશ-દ્વાર છે.

નવો માર્ગ લેવામાં હૃદય અને મનના નવા ભાવની જરૂર છે. પશ્ચાત્તાપ એ ઇસુના માર્ગમાં પેસવાનું બારણું છે. તેણે માણસોને પોતામાં વિશ્વાસ રાખવાનું કહ્યું ત્યાર પહેલાં તેણે તેમને પશ્ચાત્તાપ કરવાનું કહ્યું, એટલે તેમનાં પાપ અને એ પાપને યોગ્ય શિક્ષા તેમને મળવી જોઇએ છે એ જાણવાનું કહ્યું. જે બાળકોનાં કુમળાં હૃદય સ્વાર્થને લીધે જડ થયાં નથી અને જે પાપી લોકો પોતે પાપી છે એમ જાણે છે તેઓ ઇસુના માર્ગમાં સ્હેલાઇથી પ્રવેશ કરી શકે છે, કારણ કે નમ્રતા એ બાળકનો સ્વાભાવિક ગુણ છે અને પાપીને પોતાના બંધુઓ તરફથી મળતા તિરસ્કારને લીધે ક્ષમાની અને પોતાના જીવનમાં પરિવર્તન કરવાની જરૂર જણાય છે. ઇસુના માર્ગમાં પ્રવેશ કરવાનું આ દ્વાર એટલું ન્હાનું છે કે તેમાં અહંકાર કે મદ કે વિષયવાસના કે અધમતા કે ઢોંગ વગેરેથી ફૂલી ગયેલાં

મનુષ્યો દાખલ થઇ શકતાં નથી. જે ગર્વથી પોતાને સહુથી ઉત્તમ માને છે તે બીજાની કદર કરી શકતો નથી, અને એટલા માટે તે ઇસુના માર્ગમાં સહુથી પછાત હોય છે. જે પોતાને બહુ ઉંચો માને છે તે આ કૃત્યથીજ પોતાને નીચો ઠરાવે છે.

વળી વગ કે મહેરબાની કે દોલત કે પ્રાબલ્યથી બીજાને નુકશાન કરી આગળ વધવાના સર્વ પ્રયત્ન એ આ માર્ગના તત્ત્વથી દૂર રહેવા બરાબર છે, અને એવા પ્રયત્ન કરનાર મનુષ્યો એમાં પ્રવેશ કરી શકતા નથી.

ધન, માન, આબરૂ, વગ વગેરેને ધ્યેય બનાવી તેની ઇચ્છા કરવી એ મનુષ્યોનો પોતાના પિતા અને માનવી બંધુઓને માટે પ્રેમ, જે ઇસુનો માર્ગ છે, તેમાંથી માણસનું ચિત્ત ખેંચી દૂર લઈ જાય છે. પણ જ્યારે ધન, માન, આબરૂ, વગ, વિગેરે મેળવી બીજાની સેવા ખાતર તેનો સદુપયોગ કરવામાં આવે છે ત્યારે તેની મદદથી ઇસુના માર્ગમાં ચાલનારા વધારે બાહોશીથી કામ કરી શકે છે.

નિંદા, દોષદર્શન, બીજાને પ્રાપ્ત થઇ શકે એવું ન હોય તે પોતાને માટે પ્રાપ્ત કરવાની ઇચ્છા, એ ઇશ્વરના રાજ્યમાંથી દૂર રાખવા માટે બસ છે. વિષયવાસનાને લીધે માણસ આ માર્ગમાં પ્રવેશ કરી શકતો નથી, એનું કારણ એ છે કે કોઇ પણ મનુષ્ય બે ધણીની સેવા કરી શકતું નથી, અને વિષયનું મૂળ એ આ માર્ગના પ્રાણરૂપ એવી જે બીજાનું હિત સાધવાની ઇચ્છા તેની વિરૂદ્ધ જાય છે. એમ છતાં ઇસુએ ઇંદ્રિયસુખ જેવાંકે શુદ્ધ ખાનપાન, લગ્ન વગેરેથી પ્રાપ્ત થતાં સુખને છેક ત્યાજ્ય ગણ્યાં નથી. તેણે માત્ર એટલુંજ કહ્યું છે કે "જો તારી આંખ પાપ કરાવે તો તેને કાઢીને ફેંકી દે." બીજા પર પ્રેમ રાખવાના સાંકડા માર્ગમાં માત્ર જે લોકો સ્વાર્થમય વિકારને વશ થએલા છે તેજ પ્રવેશ કરી શકતા નથી.

જે કોઇ ઇસુના માર્ગમાં પ્રવેશ કરવાનું આમંત્રણ સાંભળે છે અને તેનો અર્થ સમજીને તેમાં પ્રવેશ કરવામાં ઢીલ કરે તો તેને આત્મિક હાનિ થયા વગર રહેતી નથી. એમાં દાખલ થવાના સંબંધમાં ઢીલ કરવી એ ના પાડવા બરાબરજ છે. જે કોઇ પિતાનો

પોતા માટે અને બીજા સર્વ મનુષ્યો માટેનો પ્રેમ જાણે છે, અને જે ઇસુના જીવનમાં અને તેના ખરા અનુયાયીઓના જીવનમાં એ પ્રેમ જોઇ તેની સ્તુતિ કરે છે, તે જો સ્વાર્થમય જીવન ગુજારવાની ઇચ્છા રાખે તો તેનો અર્થ એટલોજ છે કે આ માર્ગમાં ચાલવા માટે જે ઉચ્ચ નિષ્ઠા અને ભક્તિ આવશ્યક છે તે તેનામાં નથી. તે દેવના રાજ્યને માટે યોગ્ય નથી. આ માર્ગમાં પ્રવેશ કરવા માટે સામાજિક કે રાજકીય મુશ્કેલીઓ સર્વત્ર હોય છે, પણ એ મુશ્કેલીઓને આડે આવવા દેવું યોગ્ય નથી. તેમાંય સહુએ ખાસ સંભાળ એ રાખવી જોઇએ કે એ મુશ્કેલીઓમાં દંભને તો સ્હેજ પણ સ્થાન નજ મળે.

## ક્ષમા એ આ માર્ગની પુનઃપ્રાપ્તિ છે.

પરમ પિતા પરમેશ્વર સાથે પિતૃભક્તિના સંબંધનો સ્વીકાર એ ઇસુના માર્ગનો મૂળ સિદ્ધાંત છે: આ પુત્રત્વનું દિન પ્રતિદિન વૃદ્ધિ પામતું જ્ઞાન એ ઇસુના માર્ગની મૂર્તિમંતતા છે: આ માર્ગને અનુસરનાર લોકોની વૃદ્ધિ થાય એ માટે પ્રેમમય સેવા કરવી એ આ માર્ગનો પ્રાણરૂપ છે: વિશ્વાસ અર્થાત્ પિતાનો, પુત્રનો અને જે બીજા આ માર્ગમાં ચાલે છે તેમનો હાથ ધરવાનું કાર્ય એ આ માર્ગનો અંગીકાર કરવો તે છે: પશ્ચાત્તાપ એ આ માર્ગનું પ્રવેશ-દ્વાર છેઅ ને ક્ષમા એ તેની પુનઃપ્રાપ્તિ છે.

મનુષ્યોને માટે સ્હેલામાં સ્હેલો અને સામાન્યમાં સામાન્ય અનુભવ એ પાપમાં પડવાનો અને સત્યમાર્ગથી ભટકી જવાનો છે, અને આવા અનુભવના પરિણામે તેઓ ઇશ્વરમાં તેમ માણસમાં વિશ્વાસ અને આશા ખોએ છે. પણ ઇસુએ કરેલા પિતાનાં ઉંચામાં ઉંચા પ્રકટીકરણથી આપણને માલુમ પડે છે કે પોતાનું ખોવાયેલું બાળક પ્રાપ્ત થતાં પરમ પિતાને અત્યંત આનંદ ઉત્પન્ન થાય છે. ઇસુએ આ આનંદ ત્રણ દૃષ્ટાંત આપી દર્શાવ્યો છે: કોઇ ઘેટાંના પાળકને તેનું ખોવાયેલું ઘેટું પ્રાપ્ત થતાં થનો આનંદ: કોઇ સ્ત્રીને પોતાનું ખોવાયેલું નાણું કે ઘરેણું પ્રાપ્ત થતાં થતો આનંદ: અને પિતાને પોતાનો ખોવાયેલો પુત્ર પ્રાપ્ત થતાં થતો આનંદ.

કોઈ પણ અનાકર્ષક કે દૂષિત વ્યક્તિ પ્રત્યે અભાવ ઉત્પન્ન થવો એ માનવી પ્રકૃતિનું એક અતિ સામાન્ય લક્ષણ છે. પણ પોતાના વધસ્તંભ ઉપર જડાયા છતાં ઇસુ તે વખતે જે લોકોએ તેનું ભયંકર મૃત્યુ યોજ્યું હતું તેને માટે પ્રાર્થના કરતાં કહે છે કે "પિતા, તેમને ક્ષમા કરો, કારણ કે તેઓ શું કરે છે એ તેઓ જાણતા નથી," અને તેમ કરી પિતાનું ઉંચામાં ઉંચું સ્વરૂપ પ્રકટ કરે છે, અને તેના પોતાના માર્ગનું એક મુખ્ય લક્ષણ જાહેર કરે છે. આથી કરીને તેના માર્ગમાં ક્ષમાની મર્યાદાજ નથી. અસંખ્ય વાર ક્ષમા આપવાની તત્પરતા અને ખુશી એ પરમ પિતાના કુટુંબમાં ખરી રીતે ભળી જવાનું ઇસુનું એક પ્રિય પ્રમાણ છે.

એમ છતાં સર્વ આત્મિક સંબંધની માફક ક્ષમા એ બન્ને પક્ષ--ક્ષમા આપનાર ને ક્ષમા લેનાર—પાસેથી કંઇક માગે છે. દૂષિત વ્યક્તિ પશ્ચાત્તાપ ન કરે તો પણ તેને ક્ષમા આપવાની તત્પરતા હોવી જોઇએ. પણ પાપીના ખરા પશ્ચાત્તાપ સિવાય તેને પૂર્ણ ક્ષમા મળી શકતી નથી, કારણ કે પરમ પિતા તેમજ માનવી બંધુ પાપીનું પાપ જોયા વગર અને તેનું પાપ તેને જે હાનિ કરી રહ્યું છે તે માટે દુ:ખી થયા વગર રહી શકતા નથી. પાપને પાપ ન ગણવું એ તેમાં ભાગ લેવા બરાબર છે. ખોટી દયા ખાઇ તેના તરફ ઉદાસીન રહેવું અથવા આંખ આડા કાન કરવા એ ધર્મના પાયાનો ઉચ્છેદ કરવા બરાબર છે. આટલા માટે ઇસુના મત પ્રમાણે જે લોકો ઇસુના માર્ગનું અનુસરણ કરતા હોય તેમણે પોતાના ભાઇને દોષમાં પડતો જોઇ તેને તેના દોષ વિષે પહેલાં એકાંતમાં કહેવું એ તેમની ફરજ છે; એથી કાર્ય ન સરતાં બે ત્રણ સામાન્ય મિત્રો દ્વારા તેને સમજાવવાની કોશિશ કરવી; અને એ પ્રયત્ન પણ નિષ્ફળ જાય તો પેલો માણસ જે મંડળીનો હોય તે આખી મંડળીની નૈતિક અસર તેના પર પહોંચાડવાની તેમની ફરજ છે. પણ જેમણે આપણું બહુ નુકશાન અથવા ભુંડું કર્યું હોય તેમને પ્રેમપૂર્વક ક્ષમા આપવાની તત્પરતા એ જે લોકો ઇસુના માર્ગમાં ચાલે છે તેમને ઇસુના જેવાજ બનાવે છે, અને જેમણે બહુ ભુંડું

કર્યું હોય અને જેમને પોતાનો અપરાધ પોતાના દિલમાં ખુંચતો હોય તેઓ ક્ષમાની ખરેખરી કદર કરી શકે છે અને બહુ પ્રેમ પણ કરી શકે છે. ક્ષમા પામેલો અનુતપ્ત જન એ ઇસુનો સર્વોત્તમ શિષ્ય થઈ શકે છે.

## પ્રેમ એ ઇસુના માર્ગનો નિયમ છે.

પ્રેમ એ ઇસુના માર્ગનો નિયમ છે—જે પિતા સહુ પર પ્રેમ રાખે છે તેના પ્રત્યે અને જે માનવી બંધુઓ પરમ પિતા ઇશ્વરને આપણી માફકજ પ્રિય છે તેના પ્રત્યે પ્રેમ એ આ માર્ગનો નિયમ છે. આથી જે કોઇ આ પ્રેમનાં ફરમાવેલાં કર્તવ્યોનો અનાદર કરે છે તે પિતાના કુટુંબમાંથી દૂર થાય છે. પ્રેમ એ સર્વ ધર્મશાસનનું મૂળ અને તેની પૂર્ણતા છે. પ્રેમ એ જેને આપણે આપણી સહાયતા આપી શકીએ છીએ તેને પાડોશી સમજે છે, અને આપણે જે આપણા પોતા માટે ઇચ્છીએ તેમ બીજા પ્રત્યે કરવાનું આપણા ઉપર ફરજીયાત કરે છે. ઇસુના માર્ગમાં કોઇએ દુષ્ટતાથી આપણું બહુ ભુંડું કર્યું હોય તોપણ પ્રેમ તેને ધિક્કારતો નથી, કારણ કે એ પાપીની અધોગતિને લીધે તેના ઉપર એટલી બધી દયા ઉત્પન્ન થાય છે કે તેના પરિમાણમાં તેણે આપણું જે ભુંડું કર્યું હોય તે નજીવું લાગે છે.

ઇસુના માર્ગમાં કોઇને આપણો કોટ કે ઝભ્ભો આપવાથી અથવા તે થોડું કરવા કહે તે છતાં વધારે કરવાથી અથવા જેમાં નૈતિક સિદ્ધાંતનો ભંગ થતો ન હોય તેમાં કોઇની અયોગ્ય માગણીને પૂરી કરવાથી તેની સાથે આપણે પ્રેમનો સંબંધ બાંધી શકતા હોઇએ તો આપણા પોતાના વ્યાજબી હક્ક પણ ત્યાજ્ય ગણવામાં આવ્યા છે.

એમ છતાં ઇસુના માર્ગમાં કોઈની શક્તિ ઓછી હોય તો તેની પાસે અધિક પ્રેમની માગણી કરવામાં આવતી નથી. જે લોકો પવિત્ર સ્નેહનો ખોટો અર્થ કરી તેને સ્વાર્થ અથવા વિષયાસક્તિરૂપ માની લેવા તત્પર હોય તેમને તે આપવાનો નથી. અથવા કોઇ વખત આળુકના મારથી કઠોર દિલનાં માણસોનાં મન ઠેકાણે આવતાં હોય તો તે પણ કોઇ વખત ઇસુએ પોતે કર્યું હતું તેમ

વાપરવાની જરૂર પડે છે. કોઇ માણસ ઇસુનો શિષ્ય છે કે નહિ એ તે માણસ અમુક સંજોગોમાં અન્યાયનો પ્રતિકાર કરે છે કે નહિ તે ઉપર આધાર રાખતું નથી. એ પ્રતિકાર કરે કે ન કરે પણ એટલાથીજ તે ઇસુનો શિષ્ય થઇ શકતો નથી. ઇસુનો માર્ગ માત્ર એજ માગે છે કે પ્રતિકાર કે અપ્રતિકાર એ બન્ને સ્થિતિમાં સામી વ્યક્તિને માટે આપણો પ્રેમ અખંડ રહેવો જોઇએ.

વળી ઇસુના માર્ગમાં ચાતુર્યને આવશ્યક સ્થાન છે. સાપનું શાણપણુ એ કબુતરના નિર્દોષપણા સાથે રહી શકે છે. આપણી પોતાની બત્તીઓને પ્રકાશ આપતી બંધ કરવી અને જે લોકો પોતાની બત્તીઓ માટે તેલ પ્રાપ્ત કરવા બેદરકાર હોય તેમને આપણું પોતાનું તેલ આપી દઇ આપણે પોતે અંધારામાં બેસી રહેવું એ ખરી ઉદારતા નથી.

ધ્યાન આપવા યોગ્ય મુખ્ય વસ્તુ આપણા હેતુઓને પવિત્ર રાખવાની વાત છે. જો આપણા હેતુઓ બરાબર હશે, જો વૃક્ષ સારૂં હશે તો ફળ સારૂં આવશેજ. ઇસુને "પ્રભુ, પ્રભુ" કહેવાથી કે બાહ્ય સદાચરણથી પણ એમ માની લેવાનું નથી કે આપણે ખાત્રીપૂર્વક ઇસુના માર્ગમાં ચાલીએ છીએ. કારણ કે ઘણી વાર સદાચરણ પણ અભિમાન અને દેખાવ માટે કરવામાં આવે છે. જેમનાં કાર્યો સ્વાર્થને ખાતરજ છે તેઓ ઇસુના માર્ગમાં નથી. ખરો પ્રેમ એ સામી વ્યક્તિનો બોજો સહન કરવાની સાથે તેના જીવનના આખા પ્રશ્નનો ઉકેલ કરવા પ્રયત્ન કરે છે અને તેનામાં નવું જીવન મૂકી તેને નવો મનુષ્ય બનાવે છે.

## નિષ્ઠા એ ઇસુના માર્ગની સાક્ષી છે.

પરમ પિતા પરમેશ્વર સાથે પિતૃભક્તિના સંબંધનો સ્વીકાર એ ઇસુના માર્ગનો મૂળ સિદ્ધાંત છે: ઇસુના માર્ગમાં ચાલનારને એવો અનુભવ થાય છે કે પોતામાં દિનપ્રતિદિન આ પુત્રત્વનું જ્ઞાન વૃદ્ધિ પામતું જાય છે: આ માર્ગને અનુસરનાર લોકોની વૃદ્ધિ થાય એ માટે પ્રેમમય સેવા કરવી એ આ માર્ગનું પ્રાણરૂપ લક્ષણ

છે: વિશ્વાસ અર્થાત્ પિતાનો, પુત્રનો અને જે બીજા આ માર્ગમાં ચાલતા હોય તેમનો હાથ ધરવાનું કાર્ય એ આ માર્ગનો અંગીકાર કરવો છે: પશ્ચાત્તાપ એ આ માર્ગનું પ્રવેશ-દ્વાર છે: ક્ષમા એ આ માર્ગની પુનઃપ્રાપ્તિ છે: પ્રેમ એ આ માર્ગનો નિયમ છે: અને નિષ્ઠા એ ઇસુના માર્ગની સાક્ષી છે.

જેમણે ઇશ્વર અને મનુષ્ય પ્રત્યે પ્રેમરૂપ ઇસુના માર્ગનું રહસ્ય જાણ્યું હોય તેમની પહેલી ફરજ એ માર્ગ પ્રત્યે નિષ્ઠા રાખવાની અને એ માર્ગની પ્રાપ્તિનું શુભ વર્તમાન ફેલાવવાની છે. આ માર્ગ આત્મિક અને અદૃશ્ય હોવાથી જે વ્યક્તિઓ તેમાં ચાલતી હોય તેમના જીવનમાં તે જોઇ શકાય છે. આ કારણથી ઇસુના મત પ્રમાણે તેના ખરા શિષ્યો એ જગતનો પ્રકાશ છે. એમ છતાં આ ફરજની સાથે સાથેજ આપણો જમણો હાથ જે કરે તે ડાબા હાથને ન જાણવા દેવાની ફરજ રહી છે, અને એ બન્ને વચ્ચે વિરોધ નથી એટલુંજ નહિ પણ એ પરસ્પર પુરવણીરૂપ છે.

આ માર્ગ કાં તો આપણું સર્વસ્વ થવો જોઇએ છે અથવા આપણો તેની સાથે કશો પણ સંબંધ રહેવો નહિ જોઇએ. આપણે પ્રેમ અને સ્વાર્થ એ બે ધણીની ચાકરી એક વખતે કરી શકતા નથી. પ્રત્યેક કાર્ય, પ્રત્યેક વચન અને પ્રત્યેક શબ્દ આ માર્ગને પ્રકટ કરે છે અથવા ઢાંકી દે છે. આ માર્ગમાં ચાલનાર પ્રત્યેક વ્યક્તિ બીજાને તેમાં આકર્ષી લાવનાર બને છે. પ્રત્યેક શિષ્ય પોતાની શક્તિનો પૂર્ણ ઉપયોગ કરવાને બંધાએલો છે. ન્હાની વાતોમાં વિશ્વાસુપણું એ મ્હોટી વાત હાથમાં ધરવા માટેનું શિક્ષણ તરીકે આવશ્યક છે. ઉત્તમ ફળ એ યજ્ઞયાગ નહિ પણ દયા છે; ક્રિયાકર્મ નહિ પણ ન્યાયી આચરણ છે. બાહ્ય જીવનની કિંમત એ પૂર્ણાંશે અંદરની વૃત્તિ ઉપર આધાર રાખે છે. પ્રેમને લીધે સહજ રીતે થતાં સ્મરણમાં પણ ન રહે એવાં નાનાં નાનાં કાર્યો એ ઇસુના માર્ગનાં સર્વોત્તમ પ્રકાશન છે, અને ઇસુ પોતે પણ એમજ કહે છે. માતાનો પ્રેમ પૃથ્વી ઉપરના બધા પ્રેમમાં ઉત્કૃષ્ટ છે અને તેનાં કાર્યો પણ આમાંજ છે.

## આ માર્ગે ચાલનારાને આત્મભોગ કરવો આવશ્યક છે.

પ્રેમ એ આત્મભોગ માગે છે. જેમ પ્રેમ વધારે, તેમ આત્મભોગ પણ વધારે. આ કારણથીજ ઇસુના માર્ગનું ચિન્હ એ વધસ્તંભ છે. વળી આથીજ જે પુત્ર પિતાને પ્રગટ કરે છે અને જે જે પુત્રોમાં તેનાં પ્રકૃતિ અને ભાવ રહેલાં છે તેઓએ, જેટલે અંશે તેઓ પરમ પિતાનો ઉદ્દેશ જાણે છે અને તેની પ્રેમમય ઇચ્છા પાળે છે તેટલે અંશે, દુઃખ ભોગવવુંજ જોઇએ.

એક કે બીજા રૂપમાં આત્મભોગની મર્યાદા માનવી પ્રકૃતિમાં રહી છે. ઇસુના માર્ગમાં પિતાને પ્રસન્ન કરવા અને બીજાનું સર્વોત્તમ શ્રેય સાધવા, પ્રત્યેક વ્યક્તિએ બીજાના હિતનો વિચાર કર્યા વિના પોતાનો સ્વાર્થ સાધવાનું જે સામાન્ય લક્ષ્ય મનુષ્ય-જાતિમાં છે તેને ત્યજી, જે કાંઇ પોતાને માટે ન્યાયી ગણાયું હોય તેનો પણ ભોગ આપવા તૈયાર થવું જોઇએ. જે લોકો ઇસુના માર્ગનું અનુસરણ કરે છે તેમણે ઇસુનાં શિક્ષણ અને જીવનનું અનુકરણ કરવું જોઇએ, અને તેમણે ઉચી વસ્તુઓ માટે નીચી વસ્તુનો, શાશ્વત વસ્તુને માટે ક્ષણિકનો, અને પૂર્ણ માટે સંપૂર્ણનો ભોગ આપવો જોઇએ. આ નિયમને લીધે મનુષ્યજાતિમાં બે વિભાગ પડે છે. એક વિભાગમાં જેઓ બીજાના ભોગે પોતાનું શ્રેય સાધવા માગે છે તેવાનો સમાવેશ થાય છે, અને બીજા વિભાગમાં જેઓ બીજાના શ્રેય માટે પોતાનો ભોગ આપે છે તેમનો સમાવેશ થાય છે.

## પ્રકટીકરણ એ આ માર્ગનો ન્યાયચુકાદો છે.

પિતાની નજરમાં ન્યાયચુકાદો એ અનિવાર્ય, નિરંતર અને આપોઆપ થતો જાય છે. થોડા વખતને માટે તે ખુલ્લી રીતે જાહેર કરવામાં ન આવે એ બનવાજોગ છે. પણ આપણામાં પિતા ઉપર અને આપણા માનવી બંધુઓ ઉપર કેટલો વધારે કે કેટલો ઓછો પ્રેમ છે એ વાત આખરે તો પ્રકટ થવાનીજ. આ ન્યાયચુકાદો એ આપણને પ્રાપ્ત થએલાં જ્ઞાન અને તક ઉપર આધાર રાખે છે. જે પ્રકાશની વિરૂદ્ધ આપણે વર્તન કર્યું હશે તેના તેજના પ્રમાણ ઉપર આપણા દંડનો આધાર રહેશે.

ન્યાયચુકાદો એ તો માત્ર કોઇ પણ વ્યક્તિ કેવી છે અને તેણે પોતાના જીવનમાં શું કર્યું છે એ વાતને બહાર લાવવાનું કાર્ય છે. જે લોકો ઇસુના માર્ગનાં કાર્યો તેને જાણ્યા વગર કરે છે તેઓ અજાણતાં તેના શિષ્યો છે. વળી જેમણે પોતાનું દિલ કઠોર કર્યું છે અને જેઓ કપટી અને દંભી છે તેઓ પોતાના હૃદયની વિરૂદ્ધતાને યોગ્ય એવા સ્થાને જાય છે.

## ઇશ્વરનો આશીર્વાદ એ ઇસુના માર્ગમાં ચાલવાનું ફળ છે.

જે લોકો ઇસુના માર્ગમાં ચાલે છે તેમને મળતું ફળ કંઇ બાહ્ય વસ્તુ નથી. એ તો ચારિત્ર્યની આંતર ઉત્તમતા છે. નવા કરારમાં આપવામાં આવેલું પ્રભુ ઇસુનું પહેલું અને સર્વથી મ્હોટું વ્યાખ્યાન શરૂઆતમાંજ ઉત્તમ ચારિત્ર્યવાળી વ્યક્તિને ઇસુના માર્ગને ધિક્કારનાર માણસો તરફથી ઘણું દુ:ખ સોસવું પડતું હોવા છતાં ઇશ્વર તરફથી તે વ્યક્તિને ઘણા આશીર્વાદ પ્રાપ્ત થાય છે એ જાહેર કરે છે. આવાં દુ:ખ જો આનંદથી સહન કરવામાં આવે તો તે દ્વારા આ પ્રમાણે સતાવણી પામેલી વ્યક્તિની ગણના દુનિયાના પેગંબરો અને ધર્માત્માઓમાં થાય છે અને તે વધસ્તંભ ઉપર જડાએલા પ્રભુ ઇસુના પોતાના ઉંચામાં ઉંચા અનુભવનો ભાગીદાર બને છે.

જે કોઇ બીજાનું ભલું કરવા ઇચ્છતો હોય તેણે પોતાને જે કાંઇ કહેવાનું કે કરવાનું હોય તે તાત્કાલિક કરવું જોઇએ, નહિ તો એ તક હમેશને માટે જાય છે. જે લોકો ઇસુના માર્ગમાં ચાલે છે તેમને મળતો ઉંચામાં ઉંચો આનંદ એ માત્ર તેઓ બીજાને સહાયકારી થયા છે એ વાતમાંજ નથી; એ પિતાની સાથેના સમાગમ અને ગાઢ પરિચયથી તેઓને પ્રાપ્ત થાય છે. આ આનંદ પ્રાપ્ત કરવા સારૂ પિતા સાથેના જે નિરંતરના સમાગમને પ્રભુ ઇસુ વિશ્વાસ અથવા ભક્તિ કહે છે તે પ્રાપ્ત કરવાની જરૂર છે. આ આનંદ કાયમ રાખવા સારૂ આપણો ભોગ આપી પિતાની પવિત્ર ઇચ્છાનું પાલન કરવું એ આવશ્યક છે.

ઉચ્ચ અભિલાષા, પ્રાર્થના અને સેવાદ્વારા પિતા સાથેની મૈત્રિમાં વૃદ્ધિ કરવાથી તેની સાથેનો સમાગમ અધિકાધિક પ્રાપ્ત થાય છે. પરમ પિતા પરમેશ્વરનો પ્રેમ, પ્રભુ ઇસુ ખ્રિસ્તની કૃપા અને પવિત્ર આત્માનો સમાગમ એ જે લોકો નમ્રતા, સરળતા, એકનિષ્ઠા અને ભક્તિભાવથી ઇસુના માર્ગમાં વિચરે છે તેમના ઉપર નિરંતર આશીર્વાદરૂપે રહેલો પરમાનંદ છે.

## ઇસુની અંગત સહાયતા એ તેના માર્ગમાં ચાલવાની શક્તિ છે.

આ માર્ગમાં ચાલવા માટે માત્ર નિશ્ચય બસ નથી; તેમ ઇસુનું અનુકરણ કરવાનો પ્રયત્ન પણ બસ નથી. કારણ કે દ્વાર સાંકડું છે અને માર્ગ પણ સંકોચિત છે. માટે એ માર્ગમાં ચાલવા માટેની શક્તિ પ્રભુ ઇસુ પોને નિરંતર જે સહાયતા આપે છે તેથીજ પ્રાપ્ત થાય છે. તે તેના શિષ્યની સાથે ચાલે છે, તેનો હાથ ધરે છે, તેની કર્તૃત્વ-શક્તિને સબળ કરે છે. તે તેના શિષ્યને કહે છે કે "હું તને કદિ પણ છોડીશ નહિ. તું મારી સાથે ને મારામાં રહે." ઇસુના માર્ગની આ બાબત સર્વોત્તમ આકર્ષણીય છે. બીજા કેટલાક ધર્મમાં પ્રત્યેક પોતા ઉપરજ આધાર રાખવાનો છે, પણ ખ્રિસ્તના માર્ગમાં પ્રભુ ઇસુ ખ્રિસ્તની પોતાની સહાયતા એ તેના માર્ગમાં ચાલવાની શકિત માટે પૂર્ણાંશે આવશ્યક છે. પ્રભુ ઇસુ એમ નથી કહેતા કે "તમે જાઓ," પણ કહે છે કે "મારી સાથે ચાલો. મારી કૃપા એ તમારા જીવનના પ્રત્યેક અનુભવ માટે પૂરતી છે."

## સાર્વત્રિકતા એ ઇસુના માર્ગનો વિજય છે.

સર્વ જીવંત ક્રમમાં છે તે પ્રમાણે ચારિત્ર્યની વૃદ્ધિ એ પ્રથમ છુપી રીને થાય છે અને તે થતાં કાળ લાગે છે. ખ્રીસ્તનો કોઈ પણ શિષ્ય કોઇ પણ કાળે શું છે અને તે શું થવાની અભિલાષા રાખે છે એ એનો મુકાબલો પ્રભુ ઇસુના જેવા વધતા પરિમાણમાં થવાની ખાત્રીનું કારણ આપે છે. વળી એથીજ જગતમાં ઇસુના માર્ગનો વિજય થવાની અને પિતાના કુટુંબનો જગભર વિસ્તાર

થવાની ખાત્રી આપે છે. પ્રભુ ઇસુના કહેવા પ્રમાણે ઈશ્વરનું રાજ્ય આટામાં ખમીરની માફક ધીમે ધીમે અને એકદમ ન દેખાય એવી રીતે પણ તેની સાથે સાથે ખાત્રીપૂર્વક ફેલાય છે. તે પહેલાં ઝાડના અંકુરની માફક ન્હાનું છે, પણ પાછળથી વિશાળ થાય છે. જગતનાં માણસોનાં પાપને અને તેમનાં કઠોર દિલને લઇને જગત અને એ રાજ્ય વચ્ચે વિરોધ લાંબા કાળ સુધી રહેવાનોજ.

એમ છતાં ઇસુના રાજ્યની જાહેરાત જગતમાં થવાનીજ. પ્રેમાળ પિતાનાં પ્રેમાળ બાળકો સર્વ જગતનું કુટુંબ થવાનાંજ.

## ઉપસંહાર.

અહિં બહુજ ટુંકામાં અને અપૂર્ણ રીતે ઇસુએ દર્શાવેલા જીવનના માર્ગનાં નિયમ અને શક્તિ વિષે કહેવામાં આવ્યું છે. એની પરમ આત્મિકતા અને એનું સર્વોત્તમ ફળદાયી સ્વરૂપ આ વાતમાં છે કે એ માર્ગ મને, તમને અને સહુને, સર્વદા અને અત્યારે, આકર્ષી રહ્યો છે.

આપણે સહુએ—મારે અને તમારે—કાં તો ઇસુની રીતે અથવા કોઇ બીજી રીતે રહેવું જોઇએ. જો આ માર્ગમાં રહેલું સુખ કોઇને આકર્ષતું ન હોય તો એથી તે તેનો પોતાનોજ ન્યાય ચૂકવે છે. પણ ઇસુ તો સહુને પોતાની સાથે પોતાના માર્ગમાં ચાલવા આમંત્રી રહ્યો છે.